સર્વજન મહાત્મા ભીષ્મને ઉદક કરવા લાગ્યા. પછી પુત્રનું ઉદક કર્યું ત્યારે જળથી બહાર આવી દેવી ભાગીરથી ગંગા રોતાં શોકથી વિહ્વળ થઇ વિલાપ કરતાં કૌરવોને કહેવા લાગ્યાં કે–હે નિષ્પાપ પુરૂષો ! મેં કહેલું વૃત્તાંત છે તે જાણો. જે રાજ વ્રતથી, બુદ્ધિથી ને કુટુંબથી સંપન્ન, વૃદ્ધ કુરૂઓનો સત્કાર કરનાર, પિતૃભક્ત અને મ્હોટાં વ્રતવાળા હતા, પૂર્વે જમદગ્નિના પુત્ર રામ જેનો પરાજય કરી શક્યા ન હતા તે મહા પરાક્રમવાળા ભીષ્મને આજ શિખંડિએ દિવ્ય અસ્ત્રોથી હણ્યો. હે રાજાઓ ! જરૂર મારૂં હૃદય પાષાણની તુલ્ય સ્થિર ભાગવાળું છે જેથી આજ પ્રિયપુત્રને હું જોઉ છું તોપણ મારૂં હૃદય ચિરાતું નથી. આણે કાશીપુરીમાં સ્વયંવર વિષે મળેલા ક્ષત્રિય રાજાઓને એકરથથી જીતી કન્યાઓને હરી હતી. પૃથ્વીમાં બળ વિષે જેની તુલ્ય કોઇ નથી તેને શિખંડિયે હણેલો સાંભળી મારૂં મન ચિરાતું નથી ? યુદ્ધમાં મહાત્માએ કુરૂક્ષેત્રમાં જમદગ્નિના પુત્ર રામને અતિ યત્ન વિના પીડ્યા હતા, તેને આજ શિખંડિયે હણ્યો, આ પ્રકારે બહુ વિલાપ કરતાં મહાનદી ગંગાને તે વખતે પ્રભુ દામોદર કૃષ્ણ આશ્વાસના કરવા લાગ્યા કે–હે કલ્યાણિ ! હે શુભ દેખાવવાળાં ! તમે આશ્વાસના પામો, શોક કરો માં, તમારા પુત્ર ઉત્તમ લોકને પામ્યા છે, એમાં સંશય નથી. હે શોભને ! આ મહા તેજસ્વી વસુ શાપના દોષથી મનુષ્યપણાને પામેલો માટે તમે એનો શોક કરવા યોગ્ય નથી. હે દેવિ ! જે રણભૂમિમાં ક્ષત્રિયના ધર્મથી લડતા હતા તે ભીષ્મને શિખંડિયે હણ્યો. હે શુભાનને ! યુદ્ધમાં સાક્ષાત્ સો યજ્ઞ કરનાર ઇન્દ્ર પણ કુરૂઓમાં શ્રેષ્ઠ, મહા યુદ્ધમાં બાણ ઉગામનાર ભીષ્મને હણવા શક્તિમાન નથી તેથી તમારા પુત્ર સ્વચ્છંદપણાથી સ્વર્ગ પ્રત્યે ગયા છે. હે સરિચ્છ્રેષ્ઠે ! યુદ્ધમાં સર્વ દેવતાઓ તેને હણવા શક્તિમાન્ નથી માટે તમે કુરૂના પુત્ર ભીષ્મનો શોક કરો માં. હે દેવિ ! આ તમારો પુત્ર વસુઓ પ્રત્યે ગયો છે માટે નિશ્ચિંત થાઓ. વૈશંપાયન બોલ્યા–હે મહારાજ ! આ પ્રમાણે કૃષ્ણ તથા વ્યાસે આશ્વાસન અપાયેલાં ઉત્તમ નદી ગંગાજીશોકને તજી પોતાના જળ પ્રત્યે ઉતર્યાં. તે પછી હે નૃપ ! તેણે આજ્ઞા આપેલા સર્વ જનોના અધિપતિયો ગંગાનો સત્કાર કરી નિવૃત્ત થયા.

संस्कृत्य ते तां सरितं ततः कृष्णमुखान्नृपाः ॥
अनुज्ञातास्तया सर्वेन्यवर्तन्त जनाधिपाः ॥ ३७ ॥

इति श्रीमहाभारते शतसाहस्र्यांसंहितायांवैय्यासिक्यामनुशासनपर्वणि भीष्मस्वर्गारोहणपर्वणिदानधर्मे युधिष्ठिरसंवादे भीष्ममुक्तिर्नाम एकोनसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १६९ ॥




॥ अनुशासनपर्व समाप्त ॥